रेचकपूरककुंभककरणाभ्यासक्रमं विनापि खलु ।
स्वयमेव नश्यति मरुत् विमनस्के सत्यऽयत्नेन ॥ ४४ ॥

અમનસ્કતાની પ્રાપ્તિ થયે છતે, રેચક, પૂરક, કુંભક અને આસનના અભ્યાસ ક્રમ વિના પણ પ્રયત્ન વિના પોતાની મેળેજ પવન નાશ પામે છે. ૪૪.

चिरमाहितप्रयत्नैरपि धर्तुं यो हि शक्यते नैव ।
सत्येऽमनस्के तिष्ठति स समीरस्तत्क्षणादेव ॥ ४५ ॥

ઘણા લાંબા વખત પ્રયત્ન કરવા વડે કરીને પણ જે વાયુ ધારી શકાતો નથી, તે વાયુ સાચી ઉન્મનીભાવની પ્રાપ્તિથી તત્કાળ એક ઠેકાણે રોકાઈ રહે છે. ૪૫.

जातेऽभ्यासे स्थिरतामुदयति विमले च निष्कले तत्त्वे ।
मुक्त इव भाति योगी समूलमुन्मूलितश्वासः ॥ ४६ ॥

આ અભ્યાસમાં સ્થિરતા પ્રાપ્ત થયે છતે અને નિર્મળ તથા કર્મજાળ વિનાનું તત્ત્વ ઉદય પામ્યે છતે, મૂલથી શ્વાસનું ઉન્મૂલન કરી, યોગી મુક્ત થએલાની માફક શોભે છે. ૪૬.

यो जाग्रदवस्थायां स्वस्थः सुप्त इव तिष्ठति लयस्थः ।
श्वासोच्छ्वासविहीनः स हीयते न खलु मुक्तिजुषः ॥४७॥

જાગૃતાવસ્થામાં આત્મભાવમાં રહેલો યોગી લય અવસ્થામાં (ધ્યાનની એક અવસ્થામાં) સુતેલાની માફક રહે છે. તે લય અવસ્થામાં શ્વાસોશ્વાસ વિનાના સિદ્ધના જીવોથી તે યોગી કાંઇ ઉતરતો (ઓછાશવાળો જણાતો) નથી. ૪૭.

जागरणस्वप्नजुषो जगतीतलवर्तिनः सदा लोकाः ।
तत्त्वविदो लयमग्ना नो जाग्रति शेरते नापि ॥ ४८ ॥

આ પૃથ્વીતલ ઉપર રહેવાવાળા લોકો, નિરંતર જાગૃત અને સ્વપ્ન અવસ્થા અનુભવે છે. પણ લયમાં મગ્ન થએલા તત્ત્વજ્ઞાનીઓ જાગતા પણ નથી; અને સુતા પણ નથી. ૪૮.

भवति खलु शून्यभावः स्वप्ने विषयग्रहश्च जागरणे ।
एतद्द्वितीयमतीत्याऽऽनंदमयमवस्थितं तत्त्वं ॥ ४९ ॥

સ્વપ્ન દશામાં ખરેખર શૂન્યભાવ હોય છે, અને જાગ્રત દશામાં જાગવા પછી પાંચ ઇંદ્રિયોના વિષયોનું ગ્રહણ થાય છે. આ બેઉ અવસ્થાને ઓળંગીને આનંદમય તત્ત્વ રહેલું છે. ૪૯.

## જીવોને ઓળંભો અને ઉપદેશનું રહસ્ય.

**कर्माण्यपि दुःखकृते निष्कर्मत्वं सुखाय विदितं तु ।**
**न ततः प्रयतेत कथं निःकर्मत्वे सुलभमोक्षे ॥ ५० ॥**

કર્મો દુઃખને માટે છે, ( અર્થાત્ કર્મોથી દુઃખ થાય છે. ) અને કર્મ રહિત થવું તે સુખને માટે છે એમ તમે જાણ્યું તો નિષ્કર્મ-રૂપ, ( કાંઇ પણ ક્રિયા ન કરવા રૂપ ) સુલભ મોક્ષ માર્ગને વિષે શા માટે પ્રયત્ન નથી કરતા ? ૫૦.

**मोक्षोऽस्तु मास्तु यदि वा परमानंदस्तु वेद्यते स खलु ।**
**यस्मिन्निखिलसुखानि प्रतिभासंते न किंचिदिव ॥ ५१ ॥**

મોક્ષ થાઓ અથવા ન થાઓ, ( કાલાંતરે થાઓ ) પણ ધ્યાનથી થતો પરમાનંદતો આંહી ખરેખર ભોગવીએ છીએ; જે પરમાનંદની આગળ આ દુનિયાનાં સમગ્ર સુખો એક તૃણની માફક પ્રતિભા-સમાન થાય છે. ૫૧.

**मधु न मधुरं नैता शीतास्त्विषस्तुहिनद्युते-**
**रमृतसमृतं नामैवास्याः फले तु मुधा सुधा ॥**
**तदलममुना संरंभेण प्रसीद सखे मनः**
**फलमविकलं त्वय्येवैतत् प्रसादमुपेयुषः ॥ ५२ ॥**

આ ઉન્મનીભાવનાં ફળ આગળ મધુ તે મધુર નથી, આ ચંદ્રમાની કાંતિ તે શીતળ નથી, અમૃત તે નામ માત્ર અમૃત છે, અને સુધા તો ફોગટ છે. માટે હે મન મિત્ર ! આ ( નાશ ભાગના ) પ્રયાસથી શર્યું. મારા ઉપર તું પ્રસન્ન થા; કેમકે આ તત્ત્વજ્ઞાનનું નિર્દોષ ફળ મેળવવું તે તારા પ્રસન્ન થવા થકીજ મળી શકે તેમ છે. ૫૨.

**सत्येतस्मिन्नरतिरतिदं गृह्यते वस्तु दूरा-**
**दप्यासन्नेप्यसति तु मनस्याप्यते नैव किंचित् ॥**
**पुंसामित्यप्यवगतवतामुन्मनीभावहेता-**
**विच्छा बाढं न भवति कथं सद्गुरूपासनायां ॥ ५३ ॥**

સદ્‌ગુરૂની ઉપાસના કરવાથી અરતિને આપવાવાળી વ્યાઘ્રાદિ વસ્તુ અને રતિને આપવાવાળી વનિતાદિ વસ્તુઓને મનુષ્યો દૂરથી પણ ગ્રહણ યા સ્વાધીન કરી શકે છે. તેજ મનુષ્યો સદ્‌ગુરૂની ઉપાસનાના અભાવે નજીક રહેલી પણ વસ્તુ ગ્રહણ કે સ્વાધીન કરી શકતા

નથી. આવું જાણવા છતાં, ઉન્મની ભાવના હેતૂભૂત સદ્‌ગુરૂની ઉપાસનાના સંબંધમાં મનુષ્યોને પોતાના વિષે ગાઢ ( અત્યંત ) ઇચ્છા કેમ થતી નથી ? ૫૩.

**અમનસ્કતાના ઉપાયભૂત આત્માને પ્રસન્ન કરવા માટે આચાર્યશ્રીનો આત્મા પ્રત્યે ઉપદેશ.**

**तांस्तानाऽपरमेश्वरादपि परान् भावैः प्रसादं नयं-**
**स्तैस्तैस्तत्तदुपायमूढ भगवन्नात्मन् किमायास्यसि ॥**
**हंताऽत्मानमपि प्रसादय मनाग्येनासतां संपदः**
**साम्राज्यं परमेऽपि तेजसि तव प्राज्यं समुज्जृंभते ॥ ५४ ॥**

હે ઉપાયમૂઢ, હે ભગવાન્! હે આત્મન્, ધન, યશાદિ તે તે પ્રકારના ભાવે કરી, આ પરમેશ્વરથી લઇ અપર દેવી દેવળાં પ્રમુખને પ્રસન્ન કરતો, શા માટે પ્રયાસ કરે છે ? અરે ! આત્માને તું એક થોડો પણ પ્રસન્ન કર. તેથી આ પુદ્‌ગલિક સંપદા તો દૂર રહો, ( અર્થાત્ તે તો મળશેજ ) પણ પરમ તેજ–પરમાત્મા–તેનું મહાન્ સામ્રાજ્ય પણ તને મળશે. ૫૪.

**या शास्त्रात्सुगुरोर्मुखादनुभवाच्चाज्ञायि किंचित्क्वचित् ।**
**योगस्योपनिषद् विवेकिपरिषच्चेतश्चमत्कारिणी ॥**
**श्रीचौलुक्यकुमारपालनृपतेरत्यर्थमभ्यर्थना-**
**दाचार्येण निवेषिता पथि गिरां श्रीहेमचंद्रेण सा ॥ ५५ ॥**

વિવેકી પર્ષદાના ચિત્તને ચમત્કાર કરવાવાળી યોગશાસ્ત્રની ઉપનિષદ્‌, ( યોગ સંબંધી રહસ્ય ) જે શાસ્ત્રથી, સદ્‌ગુરૂના મુખથી અને અનુભવથી, કાંઇક, કોઈ ઠેકાણે મેં જાણી, તે શ્રીમાન્ ચૌલુક્ય વંશના કુમારપાળ રાજાની અત્યંત પ્રાર્થનાથી આચાર્ય શ્રીમાન્ હેમચંદ્રે વાણીના માર્ગમાં સ્થાપન કરી, (અર્થાત્ શાસ્ત્રદ્વારા પ્રકાશિત કરી.)૫૫.

**इति श्री परमार्हन् श्रीकुमारपाल भूपाल शुश्रूषिते आचार्यश्री हेमचंद्र विरचिते अध्यात्मोपनिषन्नाम्नि संजात पट्टबंधे श्रीयोगशास्त्रे पंन्यास श्री कमलविजयगणि शिष्य मुनि श्री केशरविजयगणि कृत बालावबोधे द्वादशः प्रकाशः समाप्तः**

**श्री समाप्तोऽयं ग्रंथ श्रीमद् गुरुवर्य विजयकमलसूरि प्रसादात्.**

